॥ ॐ श्री हरिः ॥

॥ श्री कृष्णाय नमः ॥

# श्री नीति-वचनमाळा

## मणुको १ लो.

संग्रहकर्ता, अनुवादक अने प्रकाशक—


शास्त्री गंगाशंकर मंछाशंकर

महीधरपुरा, हालुगीयानो मोहल्लो—सुरत.



प्रथम आवृत्ति] सं. १९८० [प्रत १००० 


मूल्य अमूल्य.

ॐ श्री हरिः

॥ श्री कृष्णाय नमः ॥

# श्री नीति वचनमाळा

## मणको १ लो

संग्रहकर्ता, अनुवादक अने प्रकाशक—

शास्त्री गंगाशंकर मंछाशंकर

महीधरपुरा, दालगीयानो मोहोल्लो—सुरत.

[प्रथम आवृत्ति] सं. १९८० [प्रत १०००

मूल्य-अमूल्य.

# પ્રસ્તાવના

સાંપ્રત સમયે ભારતપ્રજાના અંતરમાંથી ધર્મ અને નીતિનો લોપ થતોચાલ્યો છે, શાળા પાઠશાળાઓમાં બાળકોને ધર્મ અને નીતિનું સદ્શીક્ષણ અપાતું નથી, એથી દિવસે દિવસે એ વિષયમાં અધોગતિ થતીજાય છે. ભારતવર્ષમાં એક સમય એવો હતો કે શુક-સારિકા પક્ષિજાતીના છતાં સંસ્કૃતમાં વાર્તાલાપ કરતાં હતાં; અને કઠિઆરા વટિક સંસ્કૃત ભાષાનું સારું જ્ઞાન ધરાવતા હતા. સંસ્કૃત ભાષા એ દૈવીભાષા છે, તેથી તેનું જ્ઞાન સંપાદન કરનાર સ્વાભા-વિકરીતે સાત્વિક વિભૂતિથી વિભૂષીત રહે છે. સંસ્કૃત સાહિત્યનો ખજાનો એવો ભરપૂર ભરેલો છે કે એમાથી મનુષ્યને જે જોઇએ તે જડી શકે તેમ છે, પરંતુ હાલ જનસમૂહને જરૂર શાની છે? તેનો વિચાર કરતાં અમને ધર્મ અને નીતિની પહેલી અગત્ય સમજાય છે. આ અગત્ય "શ્રી નીતિ વચનમાળા" એ નામના પુસ્તકદ્વારે પુરી પાડવાનો આ અમારો પ્રયત્ન છે. ઉક્ત પુસ્તકનો ૧ લો મણકો અમે સુજ્ઞ વાચકો સમક્ષ નિવેદન કરીએ છીએ; અને એ રીતે અમારો પ્રયાસ ચાલુ રાખી બનતી સેવા બજાવવાની અમારી શુભેચ્છા છે. અમારે આ સ્થાને કહેવું જોઇએ કે કેટલાક વિધર્મી યાને સનાતન ધર્મના વિરોધીઓ શાસ્ત્રી પુરાણિઓ શું કરે છે? એમ કહેવા તૈયાર રહે છે, પણ શાસ્ત્રી પુરાણિઓને વેશ્યાઓની માફક બાહ્ય આડંબર દાખવતાં આવડતું નથી. તેઓ જે સનાતન ધર્મને અનુસરતું કર્તવ્ય બજાવવાને અને કોઇપણ જાતના ચાળાચસકાથી જનસમાજને આંજવાની યુક્તિ વાપરી સ્વાર્થ સાધવાથી દૂર રહી ચૂપચૂપ કામ કરવામાં કૃતાર્થતા સમજે છે. તેમાં

વળી લક્ષ્મી અને સરસ્વતીને અનાદિકાળથી અસહકાર ચાલ્યો આવે છે અને હાલના સમયમાં લક્ષ્મીની સહાય વિના જ્ઞાનનો ફેલાવો કરી શકાતો નથી આ કારણને લીધે શાસ્ત્રી પુરાણિઓ પોતાનો વિદ્યાવિભવ પ્રકાશમાં મૂકી શકતા નથી.

અમને આ "શ્રી નીતિ વચનમાળાના" મણકા પ્રસિદ્ધ કરવામાં આર્થિક સહાય તો અવશ્ય જોઇએ અને તે અત્રેના લેઉવા **પાટિદાર જ્ઞાતિના ગૃહસ્થ શ્રીયુત્ જેઠાલાલ નારણદાસ ગુસ-વાળાએ** એમ સહાય આપવાનું સ્વીકાર્યું ત્યારે અમે આ ૧ લો મણકો તેમના આર્થિક આશ્રયથી પ્રસિદ્ધમાં મુકીએ છીએ. શ્રીયુત્ જેઠાલાલ સ્વધર્માનુરાગી ને ઉત્સાહી છે તેમના પિતા સદ્દગત **નારણદાસ પુરૂષોત્તમદાસ** પણ સ્વધર્મનિષ્ઠ હતા એવા લાયક પિતાના લાયક પુત્ર સરસ્વતીમાતાની ઉપાસનાદ્વારે પોતાના પિતાનું સદાને માટે સ્મરણ રાખવા ઇચ્છે અને જનવર્ગમાં નીતિનો બોધ આવા પુસ્તકો-દ્વારે અપાવવાને ઔદાર્ય બતાવે એ તેમની સુજનતા અને ધર્મ-પ્રિયતાની પ્રત્યક્ષ પ્રતીતિ આપે છે અને તે **શ્રીયુત્ જેઠાલાલભાઇને** ધન્યવાદ આપવાયોગ્ય છે.

અનુવાદક તારકે બહાર પડવાનો આ અમારો પ્રથમ પ્રયાસ છે. તેમાં કદાચ દોષ દેખાય તો તેને માટે વાચકો ક્ષમા આપશે; એમ અમે ઇચ્છીએ છીએ.

આ ૧ લો મણકો અધિકારી સુજનોને વિના મુલ્યે આપવાની યોજના રાખી છે.

| | |
|---|---|
| **સુરત**—મહીધરપુરા<br>દાલગીયાનો મોહોલ્લો<br>વિક્રમાર્ક સંવત ૧૯૮૦<br>વૈશાખ શુકલ ૧૫. | લી. શુભાકાંક્ષી<br><br>ગંગાશંકર મંછાશંકર શાસ્ત્રી. |

श्री गुरु गणवतीष्ट कुलदेवताभ्यो नमो नमः

# શ્રી નીતિ વચનમાળા.

## પંચદેવ સ્તુતિ.

### શ્રી ગણેશ.

गजाननाय महसे प्रत्युहतिमिराच्छिदे ।
अपारकरुणापूरतरंगितदृशो नमः ॥

અપાર કરૂણાના સંપૂર્ણ તરંગમય નજરવાળા વિઘ્નરૂપ અંધકારને છેદનાર તેજસ્વી ગજાનનને પ્રણામ કરૂં છું.

### સરસ્વતી.

सूक्ष्माय शुचये तस्मै नमोवाक्तत्वतंतवे ॥
विचित्रो यस्य विन्यासो विदधाति जगत्परम् ॥

સરસ્વતીના તત્વરૂપ સૂક્ષ્મ વિચિત્ર અને પવિત્ર તંતુને પ્રણામ કરૂં છું કે જે તંતુની વિચિત્ર ગોઠવણ ત્રૈલોક્યરૂપી વસ્ત્રને બનાવે છે.

### મહાદેવ.

चंद्राननार्धदेहाय चंद्रांशुसितमूर्तये ।
चंद्रार्कानलनेत्राय चंद्रार्धशिरसे नमः ॥

ચંદ્રમુખી પાર્વતીના પતિ ચંદ્રના કિરણથી શ્વેત થયેલ મૂર્તિને ધરનાર ચંદ્ર સૂર્ય અને અગ્નિમય ત્રણ નેત્ર ધરનાર અને અર્ધ ચંદ્ર મસ્તક પર ધારણ કરનાર સદા શિવને પ્રણામ કરૂં છું.

## સૂર્ય.

प्राचीकुंकुमतिलकं पूर्वाचलरोहणैकमाणिक्यम् ।
त्रिभुवनगृहैकदीपं वंदे लोकैकलोचनं दिव्यम् ॥

પૂર્વ દિશાના કેશરી તિલક પુર્વાચળ પર ઉગતા માણેક સ્વરૂપ ત્રણે ભુવનના એક દીવારૂપ અને સર્વ લોકના એક નેત્ર સ્વરૂપ શ્રી સૂર્યદેવને પ્રણામ કરૂં છું.

## વિષ્ણુ.

इंदिवरदलश्यामामिंदिरानंदकंदलम् ।
वंदारुजनमंदारं वंदेऽहं यदुनंदनम् ॥

ઇંદિવર કમળપત્ર સમાન શ્યામ સુંદર લક્ષ્મીને આનંદ આપનાર, અને ભક્તજનોને કલ્પવૃક્ષ સમાન શ્રી કૃષ્ણચંદ્રને પ્રણામ કરૂં છું.



सद्भिरेव सहासीत सद्भिः कुर्वीत संगतिम् ।
सद्भिर्विवादं मैत्रीं च नासद्भिः किंचिदाचरेत् ॥१॥

સત્પુરૂષોની સાથે રહેવું, સત્પુરૂષોની સંગત કરવી અને સત્પુરૂષોની સાથે વિવાદ તથા મૈત્રિ કરવી પરંતુ નઠારા પુરૂષોની સાથે ઉપર ગણાવેલું કાંઇપણ કરવું નહીં. ૧

पठतो नास्ति मूर्खत्वं जपतो नास्ति पातकम् ।
मौनिनः कलहो नास्ति न भयं चास्ति जाग्रतः ॥२॥

ભણનારાને મૂર્ખપણું નથી, જપ કરનારને પાપ નથી. જેઓ બોલતા નથી તેમને ક્લેશ નથી અને જાગનારને કોઇપણ જાતનો ભય નથી. ૨

यस्य चाप्रियमान्विच्छेत्तस्य कुर्यात्सदा प्रियम् ।
व्याधा मृगवधं कर्तुं सम्यग् गायन्ति सुस्वरम् ॥३॥

જેનું આપણે નબળું ઇચ્છિયે તેનું હંમેશાં સારૂં ઇચ્છવું, જેમ શિકારીઓ હરણોને મારવા જતાં સુંદર સ્વરે ગાયનો ગાય છે તેમ. ૩

नालसाः प्राप्नुवंत्यर्थान्न शठा न च मायिनः ।
न च लोकरवाद्भीता न च शश्वत् प्रतीक्षणः ॥४॥

આળસુઓને, શઠને, લોભી કપટીને, લોક અપવાદથી બીનારને અને દીર્ઘસૂત્રીને દ્રવ્ય (પૈસો) મળતો નથી. ૪

महरिष्यान्प्रियं ब्रूयात् महृत्यापि प्रियोत्तरम् ।
अपि चास्य शिरश्छित्वा रुद्याच्छोचेत्तथापि च ॥५॥

બીજાનો નાશ કરવાને ઇચ્છતા પુરૂષે હંમેશાં પ્રિય બોલવું, પ્રહાર કરીને પણ પ્રિય બોલવું, અન્યનું મસ્તક છેદીને પણ પ્રિય બોલવું અને રડવું તથા શોક કરવો. ૫

वरं दारिद्र्यमन्यायप्रभवाद् विभवादिह ।
कृशताभिमता देहे पीनता न तु शोफता ॥६॥

આ સંસારમાં અન્યાયથી (સટ્ટાથી) મેળવેલા વૈભવો કરતાં દરિદ્રતા ઉત્તમ છે. જેમકે દેહ દુબળો હોય તો તે ઉત્તમ છે પણ તે સોજાથી ફુલેલો નકામો છે. ૬

धनमस्तीति वाणिज्यं किंचिदस्तीति कर्षणम् ।
सेवा न किंचिदस्तीति भिक्षा नैव च नैव च ॥७॥

પૈસો હોય તો વેપાર કરવો, થોડો પૈસો હોય તો ખેતી કરવી, કાંઈ ન હોય તો સેવા ચાકરી કરવી પણ ભીખ તો માંગવીજ નહીં. ૭

अजायुद्धम् ऋषिश्राद्धं प्रभाते मेघडंबरम् ।
दंपत्योः कलहश्चैव परिणामे न किंचन ॥८॥

બકરાની લડાઈ, રૂષિઓનું શ્રાદ્ધ, પ્રભાતે વરસાદનું ધામાડોળ, સ્ત્રી પુરૂષની તકરાર એનું પરિણામ કાંઈ નહિ. ૮

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानि च ।
वंचनं चापमानं च मतिमान्न प्रकाशयेत् ॥९॥

પૈસાનો નાશ, મનનું દુઃખ, ઘરના માણસોના નબળા આચરણ, પોતાનું છેતરાવું અને અપમાન એ બુદ્ધિમાને કદિ પ્રકાશ કરવું નહિ. ૯

न गणस्याग्रतो गच्छेत् सिद्धे कार्ये समं फलम् ।
यदि कार्यविपत्तिः स्यान् मुखरस्तत्र हन्यते ॥१०॥

ઘણા જણ બોલે તેનાથી વિરૂદ્ધ બોલવું નહિ કારણ કે બોલવા પ્રમાણે થાય તો ઠીકજ છે પરંતુ તેમાં જો વિપત્તિ આવી પડે તો બોલનારનો નાશ થાય છે. ૧૦

धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पंचमः ।
पंच यत्र न विद्यंते न तत्र दिवसं वसेत् ॥११॥

ધનવાન્ વિદ્વાન રાજા નદી અને વૈદ્ય એ પાંચ જણ જ્યાં ન રહેતા હોય ત્યાં એક દિવસ પણ રહેવું નહિ. ૧૧

अनायके न वस्तव्यं न वसेद्बहुनायके ।
स्त्रीनायके न वस्तव्यं न वसेद्बालनायके ॥१२॥

જ્યાં નાયક નહિ ત્યાં ન રહેવું. ઘણા નાયકો હોય ત્યાં પણ રહેવું નહિ. સ્ત્રી નાયક હોય ત્યાં પણ રહેવું નહિ. બાળક ( બુદ્ધિ વગરનો ) નાયક હોય ત્યાં પણ રહેવું નહિ. ૧૨

सर्वथा संत्यजेद्वादं न किंचिन्मर्माणि स्पृशेत् ।
सर्वान्परित्यजेदर्थान् स्वाध्यायस्य विरोधिनः ॥१३॥

વાદ વિવાદનો હંમેશાં ત્યાગ કરવો, કોઇના મર્મ-સ્થાનને અડકવું નહિ, અભ્યાસમાં વિઘ્ન આવે એવા તમામ કાર્યનો ત્યાગ કરવો. ૧૩

न कश्चिदपि जानाति किं कस्य श्वो भविष्यति ।
अतः श्वः करणीयानि कुर्यादद्यैव बुद्धिमान् ॥१४॥

કાલે કોનું શું થશે તે કોઇ પણ જાણતું નથી માટે કાલે કરવાનું કામ બુધ્ધિમાન માણસે આજેજ કરવું. ૧૪

मात्रा स्वस्रा दुहित्रा वा नैकशय्यासनो भवेत् ।
बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥१५॥

મા, બહેન અને પુત્રી સાથે એક પથારી પર સુવું નહિ તથા બેસવું નહિ. કારણ કે ઇંદ્રિયોનો સમુહ એવો બળવાન છે કે વિદ્વાનોને પણ આકર્ષણ કરે છે. ૧૫

नहीदृशं संवननं त्रिषु लोकेषु विद्यते ।
दया मैत्री च भूतेषु दानं च मधुरा च वाक् ॥१६॥

હરેક પ્રાણિ પર દયા મિત્રાચારી દાન અને મધુર વાણિ એના જેવું વશીકરણ ત્રણ લોકમાં એક પણ નથી. ૧૬

विवादो धनसंबंधो याचनं स्त्रीषु संगतिः ।
आदानमग्रतः स्थानं मैत्रीभंगस्य हेतवः ॥१७॥

વિવાદ, પૈસાની લેવડ દેવડ, યાચના, સ્ત્રીની સોબત, લેણદેણ અને આગળ આગળ બોલવું એ મિત્રતા ભંગ થવાના કારણો છે. ૧૭

दर्शितानि कलत्राणि गृहे भुक्तमशंकितम् ।
कथितानि रहस्यानि सौहृदं किमतः परम् ॥१८॥

જેની સ્ત્રીઓનું દર્શન થતું હોય, શંકા સિવાય ઘરમાં ભોજન થતું હોય, અને એકાંતની વાતો કહેવાતી હોય તો એનાથી બીજી મિત્રતા કેવી? ૧૮

ऋणशेषश्चाग्निशेषः शत्रुशेषस्तथैव च ।
पुनः पुनः प्रवर्तंते तस्माच्छेषं न रक्षयेत् ॥१९॥

કરજની બાકી, અગ્નિનું શેષ, અને શત્રુનો શેષ રાખવો નહિ કારણકે શેષ રાખવાથી તેઓ વારંવાર ઉત્પન્ન થાય છે. ૧૯

नदीनां नखिनां चैव शृंगिणां शस्त्रपाणिनाम् ।
विश्वासो नैव कर्त्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥२०॥

નદીનો, નખવાળા વાઘ વગેરે પશુઓનો, શીંગડાવાળા પ્રાણિઓનો, હથિઆરવાળાનો, સ્ત્રીઓનો અને રાજકુળનો કદી પણ વિશ્વાસ કરવો નહિ. ૨૦

चिंता जरा मनुष्याणामनध्वा वाजिनां जरा ।
असंभोगो जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥२१॥

ચિંતાથી માણસો ઘરડા થાય છે. નહિ ચાલવાથી ઘોડાઓ ઘરડા થાય છે. સંભોગ વગર સ્ત્રી ઘરડી થાય છે. અને તાપથી લુગડાં જુનાં થાય છે. ૨૧

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यंति जंतवः ।
तस्मात्तदेव वक्तव्यं वचने का दरिद्रता ॥२२॥

સારા બોલ બોલવાથી દરેક માણસો પ્રસન્ન થાય છે. માટે હંમેશાં સારૂંજ બોલવું. સારાં વચનને માટે દરિદ્રતા શા માટે રાખવી. ૨૨

पंचभिः सह गंतव्यं स्थातव्यं पंचभिः सह ।
पंचभिः सह वक्तव्यं न दुःखं पंचभिः सह ॥२३॥

પાંચની સાથે જવું, પાંચની સાથે રહેવું, પાંચની સાથે બોલવું કારણ કે આ પ્રમાણે વર્તવાથી કદી દુઃખ પડતું નથી. ૨૩

विद्याभ्यासो विचारश्च समयस्यैव शोभते ।
विवाहश्च विवादश्च समयस्यैव शोभते ॥२४॥

વિદ્યાભ્યાસ અને વિચાર, વિવાહ અને વિવાદ વખત પ્રમાણેજ સારા લાગે છે. ૨૪

लक्ष्मीर्वसति जिह्वाग्रे जिह्वाग्रे मित्रबांधवाः ।
जिह्वाग्रे बंधनं प्राप्तं जिह्वाग्रे मरणं ध्रुवम् ॥२५॥

જીભને ટેરવે લક્ષ્મી રહે છે. મિત્ર બાંધવો પણ ત્યાંજ છે, જીભને ટેરવે બંધન છે અને મરણ પણ જીભને ટેરવે છે. ૨૫

यस्मिन्देशे न संमानो न प्रीतिर्न च बांधवाः ।
न च विद्यागमः कश्चिन्न तत्र दिवसं वसेत् ॥२६॥

જે દેશમાં માન નથી, પ્રીતિ નથી, બાંધવો નથી, જ્યાં વિદ્યાભ્યાસ નથી ત્યાં એક પણ દિવસ રહેવું નહીં. ૨૬

वहेदमित्रं स्कंधेन यावत्कालविपर्ययः ।
अथैवमागते काले भिंद्यात्घटमिवाश्मनि ॥२७॥

જ્યારે પોતાનો નબળો વખત હોય તો શત્રુને પણ ખાંધ પર બેસાડીને ફેરવવો અને વખત આવ્યે કાંકરો જેમ ઘડાને ફોડે છે તેમ દાવ વાળવો. ૨૭

लुब्धमर्थेन गृह्णीयात्क्रुद्धमंजलिकर्मणा ।
मूर्खं छंदानुवृत्या च तत्वार्थेन च पंडितम् ॥२८॥

લોભીયાને પૈસાથી વશ કરવો; ક્રોધીને નમસ્કારથી વશ કરવો, મૂર્ખને હાજી હા કહીને વશ કરવો. અને પંડીતને તત્વાર્થ બતાવીને વશ કરવો. ૨૮

दूरस्थं जलमध्यस्थं धावंतं धनगर्वितम् ।
क्रोधवंतं मदोन्मत्तं नमस्कारेऽपि वर्जयेत् ॥२९॥

જુદાઈ રાખનાર, જળમાં રહેનાર, દોડાદોડી કરનાર, પૈસાનો ગર્વ રાખનાર, ક્રોધી અને મદોમન્ત એટલાને નમસ્કાર પણ કરવાં નહિ. ૨૯

द्वाविमौ पुरुषौ लोके न भूतौ न भविष्यतः ।
प्रार्थितं यश्च कुरुते यश्च नार्थयते परम् ॥३०॥

બીજાના પૈસાની ઈચ્છા નહિ કરનારા અને કહેલું કામ કરનારા એવા બે પુરૂષો આ દુનિયામાં થયા નથી અને થશે પણ નહિ. ૩૦

दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चोत्तरदायकः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥३१॥

દુષ્ટ સ્રી, લુચ્ચો મિત્ર, સામો જવાબ દેનાર ચાકર અને સર્પવાળા ઘરમાં વાસ હોય તો ત્યાં મૃત્યુજ છે એમ જાણવું. ૩૧

जीवन्तोऽपि मृताः पंच व्यासेन परिकीर्तिताः ।
दरिद्रो व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः ॥३२॥

દરિદ્ર, રોગી, મૂર્ખ, પ્રવાસી અને નિત્ય સેવક એ પાંચે જણા જીવતાં છતાં મુએલા જાણવા. ૩૨

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि ।
प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तु शक्तितः ॥३३॥

પાણીમાં તેલ, દુષ્ટ પાસે છુપી વાત, થોડું પણ સુપાત્રને દાન અને વિદ્વાન આગળ શાસ્ત્રની કથા પોતાની મેળેજ વિસ્તાર પામે છે. ૩૩

उद्योगः कलहः कंडूर्द्यूतं मद्यं परस्त्रियः ।
आहारो मैथुनं निद्रा सेवनात्तु विवर्धते ॥३४॥

ઉદ્યોગ, કલેશ, ખંજવાળ, જુગાર, મદિરા, પરસ્ત્રી, આહાર, મૈથુન અને ઉંઘ એટલા વાનાં સેવન કરવાથી હંમેશાં વધે છે. ૩૪

उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ।
विरक्तस्य तृणं भार्या निःस्पृहस्य तृणं जगत् ॥३५॥

ઉદાર પુરૂષને પૈસો તૃણ સમાન છે. શુરાને મરવું તૃણ સમાન છે. વિરક્તને સ્ત્રી તરણા સમાન છે અને નિઃસ્પૃહને જગત્ તરણા સમાન છે. ૩૫

को न याति वशं लोके मुखे पिंडेन पूरितः ।
मृदंगो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥३६॥

મુખમાં ખાવાનું આપવાથી કોણ વશ થતો નથી? જેમકે પખાવજ (મૃદંગ)ના મુખે લોટનો લેપ કરવાથી તે પણ મધુર નાદ કરે છે. ૩૬

शत्रुवाक्यामृतं श्रुत्वा तेन सौहार्दमार्जवम् ।
न हि धीरेण कर्तव्यमात्मनः शुभमिच्छता ॥३७॥

શત્રુના અમૃત જેવા વાક્યો સાંભળીને આત્માનું હિત ઇચ્છનારા વીર પુરૂષોએ તેની સાથે મિત્રતા કે આર્જવ કદી કરવાં નહીં. ૩૭

शूराश्च कृतविद्याश्च रूपवत्यश्च योषितः ।
यत्र यत्र गमिष्यंति तत्र तत्र कृतादराः ॥३८॥

શૂરાઓ, વિદ્વાનો અને રૂપાળી બાળાઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમને આદરસત્કાર મળે છે. ૩૮

क्वचिद्रुष्टः क्वचित्तुष्टो रुष्टस्तुष्टः क्षणेक्षणे ।
अव्यवस्थित चित्तस्य प्रसादोऽपि भयंकरः ॥३९॥

કોઈવાર ક્રોધી, કોઇવાર સંતોષી એવા ક્ષણે ક્ષણે રૂષ્ટ તુષ્ટ થનારા અવ્યવસ્થિત ચિત્તવાળાની મૈત્રી તથા કૃપા ઘણી ભયંકર છે. ૩૯

उपाध्यायश्च वैद्यश्च ऋतुकाले वरस्त्रियः ।
सूतिका दूतिका नौका कार्यांते ते च शष्पवत् ॥४०॥

ઉપાધ્યાય, વૈદ, ઋતુકાલે સુંદર સ્ત્રીઓ, દાયણ, દાસી અને નૌકા એઓ કામ થયા બાદ નકામાં છે. ૪૦

विशारदांता गता मेघाः प्रसूतांतं च यौवनम् ।
प्रणामांतः सतां कोपो याचनांतं हि गौरवम् ॥४१॥

વિશાખા નક્ષત્રના અંત સુધી વરસાદ વરસે છે. એક-
વાર પ્રસવ થયો કે સ્ત્રીઓની યુવાની જતી રહે છે. પ્રણામ
નથી કર્યો ત્યાં સુધીજ સંત પુરૂષને કોપ છે—અને યાચના
નથી કરી ત્યાં સુધીજ મોટાઇ છે. ૪૧

सदयं हृदयं यस्य भाषितं सत्यभूषितम् ।
कायः परहितो यस्य कलिस्तस्य करोति किम् ॥४२॥

જેનું હૃદય દયાળુ છે, જઓ સાચું બોલે છે, જેનું
શરીર પારકાઓના કલ્યાણને માટેજ છે તેને કલિ કાંઇ
કરી શકતો નથી, પરંતુ ત્યાં તો સતયુગજ સમજવો. ૪૨

सत्यानुसारिणी लक्ष्मीः कीर्तिस्त्यागानुसारिणी ।
अभ्याससारिणी विद्या बुद्धिः कर्मानुसारिणी ॥४३॥

સત્યથી લક્ષ્મી મળે છે, દાનથી કીર્તિ મળે છે,
અભ્યાસથી વિદ્યા આવડે છે અને કર્મ પ્રમાણે બુદ્ધિ
થાય છે. ૪૩

आयुर्वित्तं गृहच्छिद्रं मंत्रमैथुनमौषधम् ।
दानं मानापमानौ च नव गोप्यानि कारयेत् ॥४४॥

આયુષ્ય, ધન, ઘરનું છિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ,
દાન, માન અને અપમાન આ નવ વસ્તુ ગુપ્તજ રાખવી. ૪૪

द्यूतं पुस्तकवाद्ये च नाटकेषु च सक्तिता ।
स्त्रियस्तंद्रा च निद्रा च विद्या विघ्नकराणि षट् ॥४५॥

સોગઠાબાજી, ગીત વાદ્ય, નાટકમાં આસક્તિ, સ્ત્રી આળસ, અને ઉંઘ આ છ વસ્તુ વિદ્યામાં વિઘ્ન કરનારી છે. ૪૫

आतिथिर्बालकः पत्नी जननी जनकस्तथा ।
पंचैते गृहिणः पोष्या इतरे च स्वशक्तितः ॥४६॥

અતિથિ, બાળક, સ્ત્રી, માતા—અને પિતા એ પાંચનું પોષણ ગૃહસ્થોએ અવશ્ય કરવું અને બીજાઓને પોતાની શક્તિ પ્રમાણે પોષણ કરવું ૪૬

यदीच्छसि वशीकर्तुं जगदेकेन कर्मणा ।
परापवादसस्येभ्यो गां चरंतीं निवारय ॥४७॥

ફક્ત એકજ કર્મથી જગતને વશ કરવાની ઇચ્છા હોય તો પારકા અપવાદરૂપ ઘાસને ચરતી ગાયને (બીજા-અર્થમાં વાણીને) અટકાવો અર્થાત્ પારકી નીંદા ન કરવાથી આંખું જગત વશ થાય છે. ૪૭

एकस्तपो द्विरध्यायी त्रिभिर्गीतं चतुः पथम् ।
सप्त पंच कृषीणां च संग्रामो बहुभिर्जनैः ॥४८॥

તપમાં એક જણ, ભણવામાં બે જણ, ગાવામાં ત્રણ જણ, રસ્તે ચાલવામાં ચાર જણ, ખેતીમાં ૫–૭ જણ અને યુદ્ધમાં ઘણા માણસો જોઇએ. ૪૮

लेखिनी पुस्तकं रामा परहस्ते गता गता ।
कदाचित् पुनरायाता भ्रष्टा मृष्टा च खंडिता ॥४९॥

કલમ, પુસ્તક અને સ્ત્રી પારકા હાથમાં કદી સોંપાય નહીં, કારણ તેથી બગાડ થવાનો સંભવ છે. ૪૮

इच्छेच्चेद्विपुलां मैत्रीं त्रीणि तत्र न कारयेत् ।
वाग्वादमर्थसंबंधं तत्पत्नी परिभाषणं ॥५०॥

ગાઢ મિત્રતાની ઈચ્છાવાળાઓએ ત્રણ વસ્તુ ન કરવી— સામ સામું બોલવું, પૈસાનો સંબંધ અને મિત્રોની સ્ત્રીઓ સાથે બહુ બોલવું. ૫૦

शंभुः श्वेतार्कपुष्पेण चंद्रमा वस्त्रतंतुना ।
अच्युतः स्मृतिमात्रेण साधवः करसंपुटैः ॥५१॥

સફેદ આંકડાના ફુલથી મહાદેવજી પ્રસન્ન થાય છે. વસ્ત્રના તાંતણાથી ચંદ્રમા પ્રસન્ન થાય છે. સ્મરણથી શ્રી વિષ્ણુ પ્રસન્ન થાય છે અને સત્પુરૂષો નમસ્કારથી પ્રસન્ન થાય છે. ૫૧

दीपो भक्षयते ध्वांतं कज्जलं च प्रसूयते ।
यदन्नं भक्षयेन्नित्यं जायते तादृशी प्रजा ॥५२॥

દીવો અંધકારનું ભક્ષણ કરે છે અને કાજળનો પ્રસવ કરે છે, માટે જેવું અન્ન ખાઈએ તેવીજ પ્રજા પેદા થાય છે. પર

मौनं कालविलंबश्च प्रयाणं भूमिदर्शनं ।
भ्रकुट्यन्यमुखी वार्ता नकारः षड्विधः स्मृतः ॥५३॥

આપણે કોઇ વસ્તુ માંગવા જઈએ અને તેને આપવી ન હોય તો તે આ પ્રમાણે વર્તે છે—બોલે નહી. "વખત છે" એમ કહે. આપણને જોઇને બહાર ચાલ્યો જાય, પૃથ્વી તરફ જોયા કરે. ભ્રકુટી ચડાવી દે અથવા બીજી વાતો કરે. આ લક્ષણો ના પાડવાના છેઃ ૫૩

उत्तमं प्रणिपातेन शूरं भेदेन योजयेत् ।
नीचमल्पप्रदानेन इष्टं धर्मेण योजयेत् ॥५४॥

સારા માણુસ પાસે કામ કરાવવું હોય તો નમ્રતા વાપરવી. શૂરવીરને ભેદથી, નીચને થોડું ઘણું આપીને અને ઇષ્ટ મિત્રોને ધર્મથી પ્રસન્ન રાખવા. ૫૪

लोकेषु निर्धनो दुःखी ऋणग्रस्तस्ततोऽधिकम् ।
ताभ्यां रोगयुतो दुःखी तेभ्यो दुःखी कुभार्यकः ॥५५॥

આ લોકમાં નિર્ધન માણુસ દુઃખી છે, તેનાથી દેવાદાર વધારે દુઃખી છે તેનાથી જે રોગી છે તે વધારે દુઃખી છે, તેનાથી વળી જેને દુષ્ટ સ્ત્રી છે તે અતીશય દુઃખી છે. ૫૫

वचस्तत्रैव वक्तव्यं यत्रोक्तं सफलं भवेत् ।
स्थायी भवति चात्यंतं रंगः शुक्लपटे यथा ॥५६॥

જેમ સફેદ કપડાં પર રંગ ચોંટી જાય છે તેમજ એવે ઠેકાણે બોલવું કે જ્યાં બોલેલું સફળ થાય. ૫૬

विद्यया सह मर्तव्यं कुशिष्याय न दापयेत् ।
तथापि दीयते विद्या पश्चात्संजायते रिपुः ॥५७॥

વિદ્યાની સાથે મરવું પણ વિદ્યા નીચ શિષ્યને આપવી નહિ કારણ કે જો નીચને વિદ્યા દાન કર્યું હોય તો તે પાછળથી શત્રુ થાય છે. ૫૭

प्रत्यक्षे गुरवः स्तुत्याः परोक्षे मित्रबांधवाः ।
कर्मांते दासभृत्याश्च पुत्रा नैव तथा स्त्रियः ॥५८॥

ગુરૂઓની પ્રત્યક્ષ સ્તુતિ કરવી. મિત્ર અને ભાઈઓની પાછળ સ્તુતિ કરવી. કાર્ય સમાપ્ત થઇ રહ્યા પછી ચાકરોની સ્તુતિ કરવી પરંતુ સંતાન તથા સ્ત્રીની તો સ્તુતિ કરવીજ નહિ. ૫૮

धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च ।
आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥५९॥

ધનધાન્ય મેળવવામાં, વિદ્યા એકઠી કરવામાં, આહાર અને વ્યવહારમાં લાજ ત્યાગનાર સુખી છે. ૫૯

विना कार्येण ये मूढा गच्छंति परमंदिरम् ।
अवश्यं लघुतां यांति कृष्णपक्षे यथा शशी ॥६०॥

કાર્ય વગર જે મૂઢ પુરૂષો પારકા ઘરમાં જાય છે તે કૃષ્ણપક્ષના ચંદ્રની પેઠે અવશ્ય હલકાઇને પામે છે. ૬૦

वाणी रसवती यस्य भार्या पुत्रवती सती ।
लक्ष्मीर्दानवती यस्य सफलं तस्य जीवितम् ॥६१॥

જેની વાણી રસમય છે. જેને પુત્રવાળી સતી સ્ત્રી છે, જેની લક્ષ્મી દાનવાળી છે તેનું જીવિત સફળ છે. ૬૧

आलस्योपहता विद्या परहस्तगताः स्त्रियः ।
अल्पबीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥६२॥

આળસથી વિદ્યા નાશ પામે છે; પરાઇ તાબેદારીમાં રહેલી સ્ત્રી બગડે છે, થોડા બીજવાળું ખેતર નાશ પામે છે અને ઉપરી વિનાનું સૈન્ય નાશ પામે છે. ૬૨

नारुहेद्विषमं वृक्षं जीर्णां नावं न चारुहेत् ।
कूपे नालोकयेत् तोयं न चात्मानं विनाशयेत् ॥६३॥

વિષમ વૃક્ષપર ચડવું નહિ જુની નાવમાં બેસવું નહિ, કુવામાં ડોકાવીને પાણી જોવું નહિ, અને કંટાળીને કદી આપઘાત કરવો નહિ. ૬૩

महानदीप्रतरणं महापुरुषविग्रहम् ।
महाजनविरोधं च दूरतः परिवर्जयेत् ॥६४॥

મોટી નદીમાં તરવું, મોટા સાથે લડાઇ, ઘણા માણસો સાથે વિરોધ એટલી વાતનો દૂરથીજ ત્યાગ કરવો. ૬૪

संकटे न च गंतव्यं विषमे न कदाचन ।
महापथे न गंतव्यं गंतव्यं चात्मनः पथम् ॥६५॥

વિષમ ઉપાધિમાં પડવું નહિ, મહામાર્ગ જાણીને અજાણ્યે રસ્તે કદી જવું નહિ. પોતાને જાણીતે રસ્તે જવું. ૬૫

यस्य न ज्ञायते कूलं शीलं विद्या नरस्य च ।
कस्तेन सह विश्वासं पुमान्कुर्याद्विचक्षणः ॥६६॥

જે માણસનું કુળ વિદ્યા અને સ્વભાવ ન જણાય તે માણસનો વિશ્વાસ કયો ડહાપણવાળો માણસ રાખે ? ૬૬

नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः ।
जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥६७॥

કાંઇપણ પૂછ્યા શિવાય કોઇ સાથે કાંઇપણ બોલવું નહિ અને પુછેલી વાત ખરેખરી હોય તે કહેવી. બુદ્ધિમાન માણસો લોકોનાં બધાં આચરણો જાણે છે છતાં જડની પેઠે વર્તે છે. ૬૭

न स्थातव्यं न गंतव्यं क्षणमप्यधमैः सह ।
पयोपि शौंडकीहस्ते मदिरां मन्यते जनः ॥६८॥

નીચ માણસની સાથે ક્ષણ પણ ઉભા રહેવું નહિ તેમ

જવું પણ નહિ. જેમકે મદિરા વેચનારના હાથમાં દૂધ છે છતાં તેને લોક મદિરા માને છે. ૬૮

वस्त्रं गां च बहुक्षीरां जलपात्रमुपानहौ ।
औषधं बीजमाहारं संक्रीणीत यथाप्नुयात् ॥६९॥

વસ્ત્ર, બહુ દુધવાળી ગાય, જળપાત્ર જોડા, ઓસડ, બીજ અને આહાર એટલી વસ્તુને જેમ મળે તેમ ખરીદવી. ૬૯

चिरेण मित्रं संधीयात् चिरेण न कृतं त्यजेत् ।
चिरेण विहितं मित्रं चिरं वारणमर्हति ॥७०॥

ઘણા લાંબા વખત સુધી મિત્ર સાથે સંધિ રાખવી. ઘણા વખતનું કરેલું કામ છોડવું નહિ, લાંબા વખતનો મિત્ર કોઈવાર સંકટથી આપણને બચાવે છે. ૭૦

तृप्त्यर्थं भोजनं येषां संतानार्थं च मैथुनम् ।
वाक् सत्यवचनार्थाय दुर्गाण्यतितरंति ये ॥७१॥

તૃપ્તિ માટે ભોજન કરનાર, પ્રજાને માટે મૈથુન કરનાર, સત્યતાને માટે બોલનાર મોટાં મોટાં દુઃખોને તરે છે. ૭૧

कन्या निष्क्रामिता श्रेष्ठा वधूः श्रेष्ठा प्रवेशिता ।
अन्नं संकलितं श्रेष्ठं धर्मः श्रेष्ठो दिने दिने ॥७२॥

પોતાની દીકરી સાસરે સારી. પોતાની વહુને ઘરમાં

રાખવી સારી, અન્નસંગ્રહ સારો અને દિવસે દિવસે ધર્મ સારો. ૭૨

बहुभिर्न विरोधव्यं दुर्जनैः स्वजनैरपि ।
स्फुरंतमपि नागेंद्रं भक्षयंति पिपीलिकाः ॥७३॥

ઘણા દુર્જનો તથા સ્વજનો સાથે કદી તકરાર કરવી નહિ. આવો જબરો નાગ ઘણી કીડીઓથી નાશ પામે છે. ૭૩

अचला कमला कस्य कस्य मित्रं महीपतिः
शरीरं च स्थिरं कस्य कस्य वश्या वरांगना ॥७४॥

કોની લક્ષ્મી અચળ છે ? રાજા કોનો મિત્ર છે ? શરીર કોનું સ્થિર છે ? અને વેશ્યા કોને વશ છે ? ૭૪

गर्दभः पटहो दासी ग्रामण्यः पशवः स्त्रियः ।
दंडेनाक्राम्य भुंजीयान्न ते संमानभाजनम् ॥७५॥

ગધેડો, ઢોલક, દાસી, ગામડાના પશુઓ અને સ્ત્રીઓ એટલાને લાકડીવડે ત્રાસમાં રાખીને ભોજન કરાવવું પણ માન આપવું નહિ. ૭૫

उपकाराच्च लोकानां निमित्तान् मृगपक्षिणाम् ।
भयाल्लोभाच्च मूर्खाणां मैत्री स्याद्दर्शनात्सताम् ॥७६॥

ઉપકારથી અરસપરસ મિત્રતા થાય છે. મૃગ પક્ષી-

ઓની મિત્રતા કાંઈક નિમિત્તથી થાય છે. ભય તથા લોભથી મૂર્ખાઓની મિત્રતા  થાય છે અને દર્શન માત્રથી સજ્જનોની મિત્રતા થાય છે. ૭૬

गुरोः सुतां मित्रभार्यां स्वामिसेवकगेहिनीम् ।
यो गच्छति पुमांल्लोके तमाहुर्ब्रह्मघातिनम् ॥७७॥

જે માણસ ગુરૂપત્ની તથા પુત્રીની સાથે, મિત્રની સ્ત્રીની સાથે, શેઠની સ્ત્રી, ચાકરની સ્ત્રી સાથે ગમન કરે તે બ્રહ્મહત્યારો ગણાય છે. પાપી છે. ૭૭

यः स्तोकेनापि संतोषं कुरुते मंदधीर्जनः ।
तस्य भाग्यविहीनस्य दत्ता श्रीरपि मार्ज्यते ॥७८॥

જે મૂર્ખ માણસ થોડા ધનવડે પણ સંતોષ માને છે અને નિરૂદ્યમી થઈને બેસી રહે તો તેવા ભાગ્યહીન પુરૂષની પ્રાપ્ત લક્ષ્મી પણ નાશ પામે છે. ૭૮

अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगमम् ।
अभक्ष्यं मन्यते भक्ष्यं स्त्रीवाक्यप्रेरितो नरः ॥७९॥

જે માણસ સ્ત્રીના કહ્યા મુજબ ચાલે છે તે ન કરવા જેવા કામને કૃત્ય માને છે, ન ખાવા જેવા પદાર્થને ભક્ષ્ય માને છે, અગમ્ય વસ્તુને સુગમ માને છે. ૭૯

नदीनां च कुलानां च मुनीनां च महात्मनाम ।
परीक्षा न प्रकर्तव्या स्त्रीणां दुश्चरितस्य च ॥८०॥

નદીઓ, વંશ, મુનિઓ, મહાત્માઓ અને સ્ત્રીના દુષ્ટ આચરણો વગેરેની પરીક્ષા કદાપી કરવી નહિ. ૮૦

जनिता चोपनेता च यश्च विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥८१॥

જન્મ આપનાર, જનોઇ આપનાર, વિદ્યા આપનાર, અંન્ન આપનાર, ભયથી બચાવનાર એ પાંચેને પિતા જાણવા. ૮૧

यः पृष्ट्वा कुरुते कार्यं प्रष्टव्यान्स्वान्हितान्गुरून् ।
न तस्य जायते विघ्नः कस्मिंश्चिदपि कर्मणि ॥८२॥

દરેક જાતની સલાહ લેવા યોગ્ય પોતાનું હિત કરનાર ગુરૂને પુછી જે માણસ કામ કરે છે, તેને કોઇ પણ કામમાં વિઘ્ન આવે નહિ. ૮૨

भये वा यदि वा हर्षे संप्राप्ते यो विमर्शयेत् ।
कृत्यं न कुरुते वगान् न स संतापमाप्नुयात् ॥८३॥

જે માણસ ભય વખતે અથવા હર્ષ વખતે વિચાર કરીને ચાલે અને કરવા જેવુંજ કામ કરે, ઉતાવળ ન કરે તેને કોઇપણ જાતનો સંતાપ થતો નથી ૮૩

न यस्य चेष्टितं विद्यान्न कुलं न पराक्रमम् ।
न तस्य विश्वसेत् प्राज्ञो यदीच्छेच्छ्रेयमात्मनः ॥८४॥

જેની ચેષ્ટા ન જણાય, કુલ ન જણાય, પરાક્રમ ન જણાય તેવાનો આત્મકલ્યાણ ઈચ્છનારે કદીપણ વિશ્વાસ કરવો નહિ ૮૪

विद्या मित्रं प्रवासेषु भार्या मित्रं गृहेषु च ।
व्याधितस्यौषधं मित्रं धर्मो मित्रं मृतस्य च ॥८५॥

પ્રવાસમાં વિદ્યા મિત્ર સમાન છે, ઘરમાં સ્ત્રી મિત્ર છે, વ્યાધિવાળાનો મિત્ર ઔષધ છે, મરનારનો મિત્ર ધર્મ છે. ૮૫

सुभाषितरसास्वादः प्रौढस्त्रीसंगमस्तथा ।
सेवा विवेकिनो राज्ञो दुःखनिर्मूलनं त्रयम् ॥८६॥

સુભાષિત રસનો સ્વાદ, પ્રૌઢ સ્ત્રીનો સમાગમ, વિવેકી રાજાની સેવા એ ત્રણે દુઃખને નાશ કરનારા છે. ૮૬

ईर्ष्यी घृणी त्वसंतुष्टः क्रोधनो नित्यशंकितः ।
परभाग्योपजीवी च षडेते दुःखभागिनः ॥८७॥

અદેખો, દયાળુ, અસંતોષી, ક્રોધી, હમેશાં શંકાવાળો અને પારકા ભાગ્યથી જીવનારો એ છ દુઃખી જાણવા ૮૭

नवं वस्त्रं नवं छत्रं नव्या स्त्री नूतनं गृहम् ।
सर्वत्र नूतनं शस्तं सेवकान्ने पुरातने ॥८८॥

નવું વસ્ત્ર સારૂં, નવું છત્ર સારૂં, નવી સ્ત્રી સારી, નવું ઘર સારૂં દરેક વસ્તુ નવી સારી પરંતુ ચાકર અને અન્ન તો જુનાજ સારા છે. ૮૮

वृद्धस्य वचनं ग्राह्यमापत्काले ह्युपस्थिते ।
सर्वत्रैवं विचारेण नाहारे न च मैथुने ॥८९॥

દુઃખના સમયમાં વૃદ્ધનું વચન માનવું અને હંમેશાંજ વૃદ્ધના વિચાર પ્રમાણે ચાલવું, પણ આહાર અને મૈથુનની બાબતમાં તેમનું માનવું નહિ ૮૯

अपमानं पुरस्कृत्य मानं कृत्वा च पृष्ठतः ।
स्वकार्यमुद्धरेत्प्राज्ञः कार्यध्वंसो हि मूर्खता ॥९०॥

અપમાનને આગળ કરી માનને પાછળ રાખીને સમજુ પુરૂષોએ પોતાનું કાર્ય કરી લેવું, પણ કામનો નાશ કરવો એ મૂર્ખતા છે. ૯૦

राजा वेश्या यमो वह्निः प्राघूर्णो बालयाचकौ ।
परदुःखं न जानाति ह्यष्टमो ग्रामकंटकः ॥९१॥

રાજા, વેશ્યા, અગ્નિ, પરોણો, બાળક, યાચક અને આઠમો ગામના કાંટાની પેઠે દુખદેનારો, એઓ પારકું દુઃખ જાણતા નથી. ૯૧

उत्तमं स्वार्जितं भुक्तं मध्यमं पितुरर्जितम् ।
कनिष्ठं भ्रातृवित्तं च स्त्रीवित्तमधमाधमम् ॥९२॥

પોતે પેદા કરેલા ધનનો પોતે ઉપભોગ કરવો એ શ્રેષ્ઠ છે, પિતાએ પેદા કરેલું મધ્યમ છે, ભાઇએ પેદા કરેલું ધન કનિષ્ઠ છે અને સ્રીએ મેળવેલાનો ઉપભોગ અધમમાં અધમ છે. ૯૨

अलसस्य कुतो विद्या अविद्यस्य कुतो धनम् ।
अधनस्य कुतो मित्रममित्रस्य कुतः सुखम् ॥९३॥

આળસુને વિદ્યા કયાંથી મળે! વિદ્યા વગરનાને ધન કયાંથી મળે! નિર્ધનનો મિત્ર કોણ હોય! અને મિત્ર વગરનાને સુખ કયાંથી મળે! અર્થાત્ કાંઈપણ મળે નહીં. ૯૩

अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ।
अनाश्रया न शोभंते पंडिता वनिता लता ॥९४॥

અમૂલ્ય માણેક પણ સોનાના આશ્રયની અપેક્ષા રાખે છે, તેમજ પંડિતો, સ્રીઓ અને વેલીઓ આશ્રય વિના કદી પણ શોભતા નથી. ૯૪

न विश्वसेदमित्रस्य मित्रस्यापि न विश्वसेत् ।
कदाचित्कुपितं मित्रं गुह्यं सर्वं प्रकाशयेत् ॥९५॥

શત્રુનો કે મિત્રનો કદીપણ વિશ્વાસ કરવો નહિ કારણ કે મિત્ર જો કદાચ કોપાયમાન થાય તો છાનું સઘળું ઉઘાડું કરે છે. ૯૫

अभ्रच्छाया तृणाग्निश्च खले प्रीतिः स्थले जलम् ।
वेश्यासक्तिः कुमित्रं च षडेते बुद्बुदोपमः ॥९६॥

વાદળાની છાયા; ઘાસનો તાપ, દુષ્ટની પ્રીતિ, સ્થળમાં જળ, વેશ્યામાં આસક્તિ, નઠારો મિત્ર, એ ૬ પાણીના પરપોટા જેવા ક્ષણભંગુર જાણવા ૯૬

प्रमदा मदिरा लक्ष्मीर्विज्ञेया त्रिविधाः सुराः ।
दृष्ट्वैवोन्मादयत्येका पीता चान्यातिसंचयात् ॥९७॥

સ્ત્રી, મદિરા, અને લક્ષ્મી એ ત્રણે મદિરાજ છે, કારણ કે સ્ત્રીને જોવાથી, મદિરા પીવાથી. અને લક્ષ્મીને સંચય કરવાથી ઉન્માદ થાય છે ૯૭

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नीस्तथैव च ।
पत्नीमाता स्वमाता च पंचैता मातरः स्मृताः ॥९८॥

રાજાની સ્ત્રી, ગુરૂની સ્ત્રી, મિત્રની સ્ત્રી, પોતીની સાસુ અને પોતાની માતા. આ પાંચ માતાઓ કહેવાય છે ૯૮.

इक्षुदंडास्तिलाः शूद्राः कामिनी हेममेदिनी ।
दधि चंदनं तांबूलं मर्दनं गुणवर्धनम् ॥९९॥

શેરડી, તલ, શૂદ્રો, સ્ત્રી, સોનું, પૃથ્વી, દહીં, ચંદન, અને તાંબુલ એટલી વસ્તુ મર્દન કરવાથી તેમાં ગુણ વધે છે. ૯૯

पराधीनं वृथा जन्म परस्त्रीषु वृथा सुखम् ।
परगेहे वृथा लक्ष्मीर्विद्या या पुस्तके वृथा ॥१००॥

પરાધીન જીંદગી નકામી, પરસ્ત્રીનું સુખ નકામું, પારકા ઘરમાં રહેલી લક્ષ્મી નકામી અને પુસ્તકમાં રહેલી વિદ્યા નકામી છે. ૧૦૦

असंमाने तपोवृद्धिः संमानाच्च तपः क्षयः ।
पूजया पुन्यहानिः स्यान्निंदया सद्गतिर्भवेत् ॥१०१॥

માન નહિ આપવાથી તપ વધે છે અને માનથી તપનો ક્ષય થાય છે, પૂજાથી પુન્ય નાશ પામે છે અને નિંદાથી સદ્ગતિ થાય છે. ૧૦૧

संतोषास्त्रिषु कर्तव्यः स्वदारे भोजने धने ।
त्रिषु चैव न कर्तव्यो दाने तपसि पाठने ॥१०२॥

પોતાની સ્ત્રી, ભોજન અને દ્રવ્ય એ ત્રણમાં સંતોષ રાખવો, દાન તપ અને વિદ્યાભ્યાસ એ ત્રણમાં કદી સંતોષ રાખવો નહિ. ૧૦૨

शत्रोरपि गुणावाच्या दोषा वाच्या गुरोरपि ।
सर्वदा सर्वयत्नेन पुत्रे शिष्यवदाचरेत् ॥१०३॥

શત્રુના પણ ગુણ ગાવા. અને ગુરૂના પણ દોષ કહેવા. હંમેશા સર્વ પ્રયત્નથી પુત્રની સાથે શિષ્ય પ્રમાણે વર્તવું. ૧૦૩

लालने बहवो दोषास्ताडने बहवो गुणाः ।
तस्मात् पुत्रं च शिष्यं च ताडयेन्न तु लालयेत् ॥१०४॥

પોતાના પુત્રને અથવા શિષ્યને લાડ લડાવવામાં ઘણાજ દોષ છે. અને અપરાધ પ્રમાણે સજા કરવામાં ઘણા ગુણો છે. માટે પુત્ર કે શિષ્યને રમાડવો નહિ પણ ધાકમાં રાખવો ૧૦૪

न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः ।
कारणेन हि जायन्ते मित्राणि रिपवस्तथा ॥१०५॥

કોઈ કોઇનો મિત્ર કે શત્રુ નથી પરંતુ કોઇપણ કારણને લીધેજ મિત્રો કે શત્રુઓ બને છે ૧૦૫

हस्ती हस्तसहस्रेण शतहस्तेन वाजिनः ।
शृंगिणो दशहस्तेन स्थानत्यागेन दुर्जनः ॥१०६॥

હાથીથી હજાર હાથ છેટા રહેવું, ઘોડાથી સો હાથ, શીંગડાવાળાથી દશ હાથ છેટા રહેવું. અને દુર્જન માણસથી તો તે સ્થાન છોડીને ચાલ્યા જવું ૧૦૬

परदारं परद्रव्यं परीवादं परस्य च ।
परीहासं गुरोः स्थाने चापल्यं च विवर्जयेत् ॥१०७॥

પરસ્ત્રી, પરદ્રવ્ય, બીજાની સાથે વિવાદ, ગુરૂના સ્થાનમાં હસવું તથા ચપળતા એ સર્વ ત્યાગ [illegible] ૧૦૭

अप्रगल्भस्य या विद्या कृपणस्य च यद्धनम् ।
यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत्त्रयं भुवि ॥१०८॥

શરમવાળાને વિદ્યા મળી હોય, કૃપણને ધન મળ્યું હોય, બીકણને ખુબ જોર હોય, તો તે જગતમાં ત્રણે નકામા જાણવા. ૧૦૮

शरीरनिरपेक्षस्य दक्षस्य व्यवसायिनः ।
बुद्धिप्रारब्धकार्यस्य नास्ति किंचन दुष्करम् ॥१०९॥

જે પુરૂષ પોતાના શરીરની પરવા ન રાખતો હોય, ડાહ્યો હોય, ખટપટી હોય, અને બુદ્ધિ પ્રમાણે પ્રારબ્ધના કાર્ય કરતો હોય તે જે કરવા ધારે તે કરી શકે છે. ૧૦૯

असूयया हतेनैव पूर्वोपायोद्यमैरपि ।
कर्तॄणां गृह्यते संपत्सुहृद्भिर्मंत्रिभिस्तथा ॥११०॥

સમર્થ પુરૂષોની લક્ષ્મી (સંપત્તિ) અદેખાઇથી અથવા તો તેનો નાશ કરીને અથવા તેના ઉપાયમાં ઉદ્યમી માણસો, પોતાના મિત્રો, મંત્રિઓ ગ્રહણ કરે છે. ૧૧૦

अतिदाक्षिण्ययुक्तानां शंकितानां पदे पदे ।
परापवादभीरूणां दूरतो यांति संपदः ॥१११॥

જે ઘણા ડહાપણવાળો હોય, પગલે પગલે શંકા કરતો

હોય પારકા અપવાદથી ડરતો હોય તેને કદી પણ સંપત્તિ મળતી નથી. ૧૧૧

आदानस्य प्रदानस्य कर्त्तव्यस्य च कर्मणः ।
क्षिप्रमक्रियमाणस्य कालः पिबति तद्रसम् ॥११२॥

જે ચીજ કોઇને આપવાની હોય કે લેવાની હોય અથવા તો કાંઇ પણ કામ કરવાનું હોય તે જો જલદી ન કરીયે તો તેનો રસ કાલ આવીને ચુસી લે છે. ૧૧૨

अफलानि दुरंतानि समव्ययफलानि च ।
अशक्यानि च वस्तूनि नारभेत विचक्षणः ॥११३॥

બુદ્ધિમાન્ માણસે નિષ્ફળ કામનો ત્યાગ કરવો, ખરચ તથા પેદાશ સરખી હોય તેવાં કામો તજવાં, ન મેળવાય તેવી વસ્તુને મેળવવાને પણ જવું નહિ. ૧૧૩

अभिद्रोहेण भूतानमर्जयन्गत्वरीः श्रियः ।
उदन्वानिव सिंधूनामापदामेति पात्रताम् ॥११४॥

પ્રાણિઓના પર જુલમ ગુજારીને જે મોટી દોલત ભેગી કરી હોય તો તે વાદળના પાણીની પેઠે તુરત નાશ પામે છે. ૧૧૪

नांतरज्ञाः श्रियो जातु प्रियैरासां न भूयते ।
आसक्तास्तास्वमी मूढा वामशीला हि जंतवः ॥११५॥

સંપત્તિ કે વિપત્તિના સમયમાં પોતાના ખાસ મિત્રોને પણ લક્ષ્મીનું જ્ઞાન થવા દેવું નહિ. આ રીતીથી ઉલટા વર્તનારને તથા પોતાના પ્રીતિપાત્ર માણસો પર આસક્ત પુરૂષો મૂર્ખ જાણવા. ૧૧૫

मनसा चिंतितं कर्म वचसा न प्रकाशयेत् ।

अन्यलक्षितकार्यस्य यतः सिद्धिर्न जायते ॥११६॥

મનમાં કરવા ધારેલું કામ મોઢે કદી બોલી દેખાડવું નહિ, બીજાને જણાવેલા કામની કદી સિદ્ધિ થતી નથી, અને કદાચ થવામાં વિલંબ પણ લાગે છે. ૧૧૬

कुलीनैः सह संपर्कं पंडितैः सह मित्रताम् ।

ज्ञातिभिश्च समं मेलं कुर्वाणो न विनश्यति ॥११७॥

કુલવાનોની સાથે સમાગમ, પંડિતો સાથે મિત્રતા, જ્ઞાતિલા સાથે મેળ રાખનાર કોઇ દિવસ નાશ પામતો નથી. ૧૧૭

शुष्कं मांसं स्त्रियो वृद्धा बालार्कस्तरुणं दधि ।

प्रभाते मैथुनं निद्रा सद्यः प्राणहराणि षट् ॥११८॥

સુકું માંસ, ઘરડી સ્રી, સવારનો સૂર્ય, તાજું દહી,સવારે મૈથુન અને ઊંઘ એ છ પ્રાણ નાશ કરનારા છે. ૧૧૮

सद्यो मांसं नवान्नं च बाला स्त्री क्षीरभोजनम् ।
घृतमुष्णोदकं चैव सद्यः प्राणकराणि षट् ॥११९॥

તાજું માંસ, નવું અન્ન, જુવાન સ્ત્રી, દુધનું ભોજન, ઘી, ઉનું પાણિ એ છ વસ્તુ પ્રાણને પુષ્ટી આપનાર છે. ૧૧૯

सिंहादेकं बकादेकं षट् शुनस्त्रीणि गर्दभात् ।
वायसात्पंच शिक्षेच्च चत्वारि कुक्कुटादपि ॥१२०॥

સિંહથી એક ગુણ, બગલાથી એક ગુણ, કુતરાથી છ ગુણ, ગધેડાથી ત્રણ ગુણ, કાગડાથી પાંચ, અને કુકડાથી ચાર ગુણ શીખવા. ૧૨૦

प्रभूतमल्पकार्यं वा यो नरः कर्तुमिच्छति ।
सर्वारंभेण तत्कुर्यात् सिंहादेकं प्रकीर्तितम् ॥१२१॥

નાનું કે મોટું જે કાંઇ પણ કામ જે કરવાને ઇચ્છે તેણે તે કામ સિંહની પેઠે જલ્દીથી કરી લેવું. ૧૨૧

सर्वेंद्रियाणि संयम्य बकवत् पतितो जनः ।
कालदेशोपपन्नानि सर्वकार्याणि साधयेत् ॥१२२॥

બધી ઇંદ્રિયોને નિયમમાં રાખી દેશ કાલ પ્રમાણે બધાં કાર્યો બગલાની પેઠે સાધવાં. ૧૨૨

बह्वाशी स्वल्पसंतुष्टः सुनिद्रः शीघ्रचेतनः ।
प्रभुभक्तश्च शूरश्च ज्ञातव्या षट् शुनो गुणाः ॥१२३॥

બહુ ખાનાર છતાં થોડામાં સંતોષી, સારી નિદ્રાવાળો, શીઘ્રચેતન, પોતાને પોષનાર સ્વામીનો સેવક ને શુરવીર એ છ ગુણો કુતરાથી શીખવા. ૧૨૩

आविश्रामं वहेद्भारं शीतोष्णं च न विंदति।
ससंतोषस्तथा नित्यं त्रीणि शिक्षेत गर्दभात् ॥१२४॥

વિશ્રાંતિ લીધા વિના ભાર વહેવો. જેને ટાઢા ઉનાની ખબર નથી અને નિત્ય સંતોષી, આ ત્રણ ગુણ ગધેડાથી શીખવા ૧૨૪

गूढमैथुनधार्ष्ट्ये च काले चालय संग्रहम् ।
अप्रमादमनालस्यं पंच शिक्षेत वायसात्॥१२५॥

ગુપ્ત મૈથુન, ધૃષ્ટતા, સમયે ઘર બાંધવું પ્રમાદ, કે આલસનો ત્યાગ એ પાંચ ગુણો કાગડાથી શીખવા. ૧૨૫

युद्धं च प्रातरुत्थानं भोजनं सह बंधुभिः ।
स्त्रियमापद्गतां रक्षेच्चतुः शिक्षेत कुक्कुटात् ॥१२६॥

યુદ્ધ કરવામાં કુશળ, પ્રાતઃકાળમાં ઉઠવું, પોતાના બંધુ સાથે ભોજનકરવું; આપત્તિમાં સ્રીનું રક્ષણ કરવું એ ચાર ગુણો કુકડાથી શીખવા. ૧૨૬

जीर्णमन्नं प्रशंसीयाद्भार्यां च गतयौवनाम् ।
रणात्प्रत्यागतं शूरं सस्यं च गृहमागतम् ॥१२७॥

ગતયૌવન સ્ત્રીને જુનું અન્ન ખાવા આપવું, યુદ્ધ કરી પાછા ફરનાર શૂરાને ઘરમાંનું તાજું અન્ન ઘણું હીતકારી છે. ૧૨૭

असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभुजः ॥
सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलांगनाः ॥१२८॥

અસંતોષી બ્રાહ્મણ, સંતોષી રાજા, લાજવાળી વેશ્યા અને લાજ વિનાની કુળવાન સ્ત્રી નાશ પામે છે. ૧૨૮

पुस्तकस्था तु या विद्या पारहस्तगतं धनम् ।
कार्यकाले समुत्पन्ने न सा विद्या न तद्धनम् ॥१२९॥

પુસ્તકમાં રહેલી વિદ્યા, પારકા હાથમાં પડેલું ધન જ્યારે ખપ પડે તુરત કામ આવતાં નથી માટે તે વિદ્યા નહિ અને ધન નહિ. ૧૨૯

यस्य क्षेत्रं नदीतीरे भार्या वापि परप्रिया ।
पुत्रस्य विनयो नास्ति मृत्युरेव न संशयः ॥१३०॥

જેનું ખેતર નદી કાંઠે છે. જેની સ્ત્રી બીજા પર પ્યાર રાખે છે, જેના પુત્રમાં વિનય નથી તેનું તો મૃત્યુજ જાણવું. ૧૩૦

प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जिता कीर्ति श्चतुर्थे किं करिष्यति ॥१३१॥

પહેલી અવસ્થામાં વિદ્યા ન મેળવી. બીજીમાં ધન મેળવ્યું નહિ, ત્રીજીમાં પુન્યકીર્તિ ન મેળવી તે ઘડપણમાં શું કરશે ? ૧૩૧

न दर्शयेत्स्वाभिमतमनुभुताद्विना सदा ।
अविचार्योत्तरं देयं सहसा न वदेत् कचित् ॥१३२॥

હંમેશાં સંપૂર્ણ અનુભવ મેળવ્યા વિના પોતાનો મત જણાવવો નહિ. અને વિચાર કરીને ઉત્તર આપવો પણ કદી ઉતાવળે બોલવું નહિ. ૧૩૨

नदीकूले च ये वृक्षाः परहस्तगतं धनं ।
कार्यं स्त्रीगोचरं यत्स्यात् सर्वं तद् विफलं भवेत् ॥१३३॥

છેક નદીને કાંઠે ઉગેલાં વૃક્ષો. પારકા હાથમાં ગયેલું ધન, અને જ્યાં સ્ત્રીને પુછીનેજ બધું કામ થતું હોય તે બધું નિષ્ફળ જાણવું. ૧૩૩

कूपोदकं वटच्छाया श्यामास्त्रीचेष्टकालयम् ।
शीतकाले भवेदुष्णं ग्रीष्मकाले च शीतलम् ॥१३४॥

કુવાનું પાણી, વડની છાયા, શ્યામા સ્ત્રીનું ચેષ્ટા સ્થાન એ ચાર ટાઢના દીવસમાં ઊના અને ગરમીમાં ઠંડા રહે છે. ૧૩૪

विषं चंक्रमणं रात्रौ विषं राज्ञानुकूलता ।
विषं स्त्रियोप्यन्यहृदो विषं व्याधिरवीक्षितः ॥१३५॥

રાત્રે ઘણું ભટકવું એ ઝેર જેવું છે. રાજાની મહેરબાની, બીજાને અંતરમાં રાખનારી સ્રી અને ચિકિત્સા ન કરેલો વ્યાધી ઝેર જેવો છે. ૧૩૫

दीपनिर्वाणगंधं च सुहृद्वाक्यमरुंधतीम् ।
न जीघ्रंति न शृण्वंति न पश्यन्ति गतायुषः ॥१३६॥

જેનું મરણ પાસે આવેલું છે તે માણસ દીવો જોઈ શકતો નથી, સુગંધ કે દુર્ગંધ જાણતો નથી, મિત્રોના વાકયો સાંભળી શકતો નથી અને અરૂંધતીના તારાને જોઈ શકતો નથી ૧૩૬.

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।
पंच यत्र न विद्यंते नकुर्यात्तत्र संस्थितिम् ॥१३७॥

જ્યાં લોકોનો સમૂહ નથી. ભય નથી, લાજ નથી; હુશિઆરી નથી, દાન ધર્મ નથી, એ પાંચ નથી ત્યાં સારા માણસે રહેવું નહી. ૧૩૭

आश्रितानां भृतौ स्वामिसेवायां धर्मसेवने
पुत्रस्योत्पादने चैव न संति प्रतिहस्तकाः ॥१३८॥

આશ્રિતોનું પાલન, સ્વામીની સેવા, ધર્મનું સેવન. અને પ્રજાને ઉત્પન્ન કરવી એટલા કાર્ય બીજાથી યોગ્ય થતાં નથી માટે તે જાતેજ કરવાં. ૧૩૮

अनाहूतो विशेद्यस्तु अपृष्टो बहुभाषते ।
आत्मानं मन्यते प्रीतं भूपालस्य स दुर्मतिः ॥१३९॥

વગર બોલાવે જે પ્રવેશ કરે, વગર પૂછે બોલબોલ કરે અને પોતે રાજાને ઘણો વહાલો છું, એમ પોતે માને તેને દુષ્ટ માણસ જાણવો. ૧૩૯

षडिमि मूर्खचिह्नानि गर्वो दुर्वचनं मुखे ।
विरोधी विषवादी च कृत्याकृत्यं न मन्यते ॥१४०॥

ગર્વ, મુખમાં નઠારાં વચન, વિરોધી, વિખવાદી અને કરવા યોગ્ય ન માનવું, ન કરવા યોગ્ય ન માનવું એ છ મૂર્ખના લક્ષણ છે. ૧૪૦

देहीति वचनं श्रुत्वा हृदिस्थाः पंचदेवताः ।
मुखान्निर्गत्य गच्छन्ति श्रीह्रीधीधृतिकीर्तयः ॥१४१

"આપો" એવું વચન સાંભળીને દેહમાં રહેલા શ્રી, લજ્જા, બુદ્ધિ, ધીરજ અને કીર્તિ એ પાંચ દેવતા મુખમાંથી નીકળીને ચાલ્યા જાય છે. ૧૪૧

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्र वर्तते तत्र देवः सहायकृत् ॥१४२॥

ઉદ્યોગ, સાહસ, ધીરજ, બુદ્ધિ, શક્તિ, અને પરાક્રમ એ છ વસ્તુ જ્યાં રહે છે ત્યાં દેવની સહાયતા છે. ૧૪૨

राजा कुलवधूर्विप्रा मंत्रिणश्च पयोधराः ।
स्थानभ्रष्टा न शोभन्ते दंता केशा नखा नराः ॥१४३॥

રાજા, કુલવાન સ્ત્રી, વિપ્રો, મંત્રિઓ, મેઘ, દાંત, કેશ, નખ, અને પુરૂષ એઓ સ્થાનથી ભ્રષ્ટ થયેલા શોભતા નથી. ૧૪૩

भूमिपतावर्थपतौ बाले वृद्धे तपोनिधौ विदुषि ।
योषिति मूर्खे गुरुषु च विदुषा नैवोत्तरं देयम् ॥१४४॥

ડાહ્યા માણુસે રાજા સામે, ધનવાનની, બાળકની, ઘરડાની, તપકરનારની, વિદ્વાનની, સ્ત્રીની, મૂર્ખની, ગુરૂઓની સામા વાદવિવાદમાં ઉતરવું નહિ. ૧૪૪

राजनि विदुषां मध्ये वरसुरतानां समागमे स्त्रीणाम् ।
साध्वसकूपितहृदयो वाक्पटुरपि कातरो भवति ॥१४५॥

રાજા આગળ. વિદ્વાન આગળ, શ્રેષ્ઠ ક્રીડા જાણુનાર સુંદર સ્ત્રીના સમાગમ વખતે માણુસ એકાએક ભયથી દીન થઈ જાય છે કુશળ પુરૂષ પણુ બોલી શકતો નથી. ૧૪૫

किं क्रूरं फणिहृदयं पुनरपि किं क्रूरमंगनाहृदयम् ।
क्रूरात्क्रूरतरं किं पतिसुतधनहीनकामिनीहृदयम् ॥१४६॥

સર્પનું હૃદય શું ક્રૂર છે તેના કરતાં સ્ત્રીનું હૃદય ક્રૂર છે. અને ક્રૂરથી વધારે ક્રૂર પતિ-પુત્ર ધન વગરની સ્ત્રીનું હૃદય છે. ૧૪૬

आलस्यं स्त्रीसेवा सरोगता जन्मभूमिवात्सल्यम् ।
संतोषो भीरुत्वं षड्व्याघाता महत्त्वस्य ॥१४७॥

આળસ, સ્ત્રીની સેવા, રોગી શરીર, સ્વદેશનો લોભ, સંતોષ અને બીકણપણું એ છ મોટાઇનો નાશ કરે છે. ૧૪૭

दक्षः श्रियमधिगच्छति पथ्याशी कल्यतां सुखमरोगी ।
उद्युक्तो विद्यांतं धर्मार्थयशांसि च विनीतः ॥१४८॥

કુશળ માણસ લક્ષ્મી મેળવે છે; પથ્ય પાળનાર નિરોગી શરીર ભોગવે છે, ઉદ્યમી માણસ વિદ્યાનો પાર પામે છે, અને નીતિવાળો માણસ ધર્મ અર્થ અને કીર્તિ મેળવે છે. ૧૪૮

वैद्यस्तर्कविहीनो निर्लज्जा कुलवधूर्यतिर्मूर्खः ।
कटके च प्राहुणिको मस्तकशूलानि चत्वारि ॥१४९॥

તર્ક વિનાનો વૈદ્ય, નિર્લજ્જ સ્ત્રી, મૂર્ખ યોગી અને અરાગ સમયે ઘેર આવેલો પરોણો, એ ચારને માથાના શૂલ જેવા જાણવાં. ૧૪૯

अनंतपारं किल शब्दशास्त्रं स्वल्पं तथायुर्बहवश्च विघ्नाः ।
सारं ततोग्राह्यमपास्य फल्गु हंसो यथा क्षीरमिवांबुमध्यात् ॥१५०॥

જેનો પાર કોઇ પામ્યું નથી, એવું શબ્દ શાસ્ત્ર છે અને આયુષ્ય ઘણું થોડું છે, તેમજ વિઘ્નો પણ ઘણા આવે છે, માટે પાણીવાળા દૂધમાંથી જેમ હંસ દુધ ગ્રહણ કરે

છે, તેમ બુદ્ધિમાન માણુસે દરેક શાસ્ત્રમાંથી સાર ગ્રહણુ કરવો. ૧૫૦

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्प्रियमनृतम् ।
शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥१५१॥

સાચું તથા પ્રિય બોલવું પણુ કદી જુઠું પ્રિય બોલવું નહિ ને કોઇની સાથે ફોકટ વૈર તથા વિવાદ કરવો નહિ. ૧૫૧.

प्रस्तावसदृशं वाक्यं स्वभावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं यो जानाति स पंडितः ॥१५२॥

પ્રસંગ પ્રમાણે બોલવું, સ્વભાવ પ્રમાણે પ્રિય થવું, પોતાની શક્તિ પ્રમાણે કોપ કરવો, એમ જે જાણે તે પંડિત છે. ૧૫૨

कोऽन्धो योऽकार्यरतः को बधिरो यः शृणोति न हितानि ।
को मूको यः काले प्रियाणि वक्तुं न जानाति ॥१५३॥

છતી આંખે આંધળો કોણુ ! કે જે અયોગ્ય કર્મમાં પ્રીતી રાખે તે. સાંભળતાં છતાં બહેરો કોણુ ! જે હિત વાક્ય સાંભળે નહિ તે. બોલતાં છતાં મુંગો કોણુ ! જે સમય પર પ્રિય ન બોલે તે. ૧૫૩

वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः ।
करणं परोपकरणं येषां केषां न ते वंद्याः ॥१५४॥

જેમનું મુખ પ્રસન્નતાનું ઘર, હૃદય દયાળુ, અમૃત સમાન મધુર વાણી. તથા પરોપકારી ધર્મકાર્ય કરતો હોય તે પુરૂષ કોને વંદ્ય નથી અર્થાત્ સર્વ પુરૂષો તેને નમે છે. ૧૫૪

सद्भिस्तु लीलया प्रोक्तं शिलालिखितमक्षरम् ।
असद्भिः शपथेनापि जले लिखितमक्षरम् ॥१५५॥

સત્પુરૂષોનું હસતાં હસતાં બોલવું પથ્થરપર લખેલા અક્ષર સમાન જાણવું અને અસત્પુરૂષોનું સોગનપૂર્વક કહેલું જળમાં લખેલા અક્ષર સમાન જાણવું. ૧૫૫

द्यूतमेव पुरा कल्पे दृष्टं वैरकरं नृणाम् ।
तस्मात् द्यूतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥१५६॥

આગળથીજ જુગાર મનુષ્યને દુશ્મનાવટ કરનાર જણાયલો છે, માટે બુદ્ધિમાને હસવામાં પણ તે રમવો નહિ. ૧૫૬

निश्चित्य यः प्रक्रमते नांतर्वसति कर्मणाम् ।
अवंध्यकालो वश्यात्मा स वै पंडित उच्यते ॥१५७॥

જે વિચારથી નિશ્ચય કરી કર્મનો આરંભ કરે, વચમાંથી મુકી ન દે, વખત ફોકટ જવા ન દે તથા મનને વશ રાખે તે પંડિત કહેવાય છે. ૧૫૭

वयोवृद्धास्तपोवृद्धा ज्ञानवृद्धास्तथापरे ।
तिष्ठन्ति धनद्वारे गुणिनः किंकरा इव ॥१५८॥

વયોવૃદ્ધ, તપોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ તથા બીજા ગુણવાનો પણ ધનવાનને આંગણે ચાકરની પેઠે ઉભા રહે છે. ૧૫૮

न पुत्रायत्तमैश्वर्यं सर्वं कुर्याच्च पंडितः ।
पुत्रार्पितप्रभुत्वोऽभूत् धृतराष्ट्रस्तृणोपमः ॥१५९॥

બુદ્ધિમાન માણસે પોતાનું સર્વ ઐશ્વર્ય પુત્રોને સ્વાધીન કરી દેવું નહિ કારણકે ધૃતરાષ્ટ્ર રાજા પોતાનું સ્વામિત્વ પુત્રને આપીદેવાથી તૃણસમાન થયો હતો. ૧૫૯

राज्ञो नानुकृतिं कुर्यान्न च श्रेष्ठस्य कस्यचित् ।
नैको गच्छेत् व्यालव्याघ्रचौरेषु च प्रबाधितुम् ॥१५९॥

રાજા તથા પોતાથી કોઇ અધિકની બરોબરી કરવી નહિ. સાપ, વાઘ વગેરે હિંસક પશુ તથા ચોરને પકડવા સારૂ એકલા કદી જવું નહિ. ૧૫૯

शीघ्रमायमनालोच्य व्ययमानः स्ववाञ्छया ।
परिक्षीयत एवासौ धनिकोऽपि नृपोपमः ॥१६०॥

જે પોતાની આવક જોયા વગર ઉતાવળે ઇચ્છા પ્રમાણે ખરચ રાખે તે કદાપિ રાજા જેવો ધનવાન્ હોય તોપણ તે ધન વગરનો થઇ જાય છે. ૧૬૦

वदेत् वृद्धानुकूलं यन्न बालसदृशं क्वचित् ।
परवेश्मगतस्तत्स्त्रीवीक्षणं न च कारयेत् ॥१६१॥

હંમેશાં જ્ઞાની તથા વડીલોને અનુકૂળ બોલવું, પણ ક્યારેય બાળક સરખું બોલવું નહિ ને પારકા ઘરમાં જઇ તેની સ્ત્રી સામે જોવું નહિ. ૧૬૧

नातिकल्यं नातिसायं नातिमध्यं दिने स्थिते।
नाज्ञातेन समं गच्छेन्नैको न वृषलैः सह ॥१६२॥

મોટે પરોઢિયે, અતિ સાયંકાળે, બરોબર મધ્યાહ્ન વખતે, અજાણ્યા સાથે, દુરાચારી સાથે એકલા પ્રવાસ ન કરવો. ૧૬૨

न वित्तं दर्शयेत्प्राज्ञः कस्यचित्स्वल्पमप्यहो ।
मुनेरपि यतस्तस्य दर्शनाच्चलते मनः ॥१६३॥

બુદ્ધિમાને પ્રવાસમાં થોડું પણ ધન કોઇને દેખાડવું નહિ કારણકે ધન જોઇને મોટા મુનિનું પણ મન ચળે છે. ૧૬૩

देशाटनं राजसभावेशनं शास्त्रचिंतनम् ।
वैश्यादिसंगतिं विद्वन्मैत्रीं कुर्यादतंद्रितः ॥१६४॥

ઉદ્યોગી માણસે દેશાટન, રાજસભામાં પ્રવેશ, શાસ્ત્રોનું ચિંતન, વેપારિઓની સોબત તથા વિદ્વાનની મૈત્રી કરવી. ૧૬

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥१६५॥

સત્યવડે પૃથ્વી ધારણ કરાય છે, સૂર્ય તપે છે, વાયુ વાય છે, માટે સર્વ સત્યમાં રહ્યું છે. ૧૬૫

॥ श्री कृष्णार्पणमस्तु ॥